श्री गणेशायनमः

# महाश्वेता-कादम्बरी.

## નાટકનાં ગાયનો.

રચાવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર,

**વીઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળા**

શ્રી વિજય ગૌતમ નાટક સમાજના માલીક.

ઠે. બંદરરોડ પારસી થીએટર. મુ. કરાંચી.



રચનાર કવિ ચિત્રકાર.

**ફુલચંદ ઝવેરચંદ શાહ.**

( મહાસતિ અનસુયાના લેખક તથા સુકન્યા સાવિત્રીના મદદનીસ લેખક: )

ધી મતિક મુદ્રાલય પ્રેસમાં પટેલ. ભીખાભાઈ છગનલાલે છાપ્યાં ઠે. રતનપોળમાં મરચીપોળ—અમદાવાદ.

આવૃતી ૧૦ મી. પ્રત ૩૦૦૦

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮

કીંમત ૦-૨-૦

## ચેતવણી.

સને ૧૮૬૭ના ૨૫ મા આકટ મુજબ રજીસ્ટર કરાવી પ્રસિદ્ધ કરનારે સર્વ હક્ક પોતાના સ્વાધીન રાખ્યા છે માટે પ્રસિદ્ધ કર્તાની રજા સિવાય કોઇએ આ નાટક તથા તેમાંના ગાયનો છાપવાં-છપાવવાં, વેચવાં-વેચાવવાં કે ભજવવાં-ભજાવવાં નહીં.

# श्री परमात्मने नमः

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥

અત્યુત્તમ આ બાણ કથા ને સાર મહાસાગર છે
શ્રી હરિસુત જેના ભાષાંતર કરનારા પણ નાગર છે
મણી, બાલ, ગોવધન જેવાં રત્ન ભર્યો રત્નાકર છે
શ્રી હરિસુત, યાજ્ઞિક, મનઃસુખની ગરવી ગિરા સુધારસ છે
જેણે ઉર્વી પ્રગટ્યાં ઉર રત્નો તે ભૂમિ માંહી નિવાસ કરી
પુટની ત્રીપુટી કરવાની અંતરમાં અભિલાષ ધરી
ત શીલ શ્રી કુલ ભૂષણું કરી પ્રાર્થના વ્હાલ ભરી
ગ્રંથકાર અર્પે આ કૃતિ જનસેવા માંહી પ્રણામ કરી

# મહાશ્વેતા—કાદમ્બરી નાટકના પાત્રો.

મહાશ્વેતા... ...હંસરાજ ગંધર્વની પુત્રી.
તરલિકા... ...તેની પ્રિય સખા.
હંસરાજ... ...ખંરીઓ ગંધર્વ રાજા.
ગૌરી ... ...તેણી રાણી.
પુંડરિક ... ...શ્વેતકેતુ મુનિનો કુમાર.
કપિંજલ... ...તેનો મિત્ર.
કાદમ્બરી ...ચિત્રસેન ગંધર્વની પુત્રી મહાશ્વેતાની બાલ સખી.
મદલેખા }
તમાલિકા } ...તેની પ્રીય સખીઓ.
કેયુરક ... ...કાદમ્બરીની વીણાવાહક.
રોહિણી ... ...ચંદ્રની એક કળા.
ચંદ્ર... ... ...રોહિણી પતિ.
કુબેર... ... ...દેવતાઓનો કોષાધિકારી.
ઇર્ષ્યાનંદ }
અસુયા } ...બીજાઓની ઇર્ષ્યા કરનાર બ્રાહ્મણ દંપતી.
ભોજનાનંદ }
નિર્ગુણાનંદ } ...તેની પડોશમાં રહેનાર બ્રાહ્મણો.
ચિત્રસેન... ...ગંધર્વનો રાજાધિરાજ કાદમ્બરીનો પિતા.
મદિરા ... ...તેની રાણી.

## પુર્વ જન્મ અંશાવતારી પાત્રો,

ચંદ્રાપીડ... ...ચંદ્ર.
વૈશંપાયન ...પુંડરીક.

પત્રલેખા... ...રોહિણી
ઇંદ્રાયુધઅશ્વ ...કપિંજલ.
તારાપીડ... ...ચંદ્રાપીડનો પિતા.
વિલાસવતી ...ચંદ્રાપીડની માતા.
શુકનાસ ... ...તારાપીડનો પ્રધાન વૈશંપાયનનો પિતા.
જાબાલી ... ...ત્રિકાળજ્ઞાની મહાત્મા.

## પુનર્જન્મ.

ચાંડાલકન્યા ...પુંડરીકની માતા લક્ષ્મી
શુદ્રક ... ...ચંદ્રાપીડ.
શુકશાસ્ત્રગંજ ...વૈશંપાયન.

એ સિવાય—વારાંગનાઓ, સીપાઇઓ, યોગિનીઓ, વૈમાનિકો, યક્ષો વિગેરે.



શ્રી ગણેશાયનમઃ

# महाश्वेता—कादम्बरी.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

મંગળાચરણ—વસ્તુ વિવેચન.

### અંક પહેલો.

પ્ર. ૧ લો—હેમકુટ પર્વતપર આવેલા અચ્છોદ સરોવર પાસેના પ્રદેશમાં હંસરાજ ગંધર્વની પુત્રી મહાશ્વેતાનું સખીઓ સાથે આગમન, પોતાના મિત્ર કપિંજલ સાથે સ્નાન નિમિત્તે આવેલા મહામુનિ શ્વેતકેતુના કુમાર પુંડરિક કર્ણમાં ધારણ કરેલી કુસુમ મંજરીનો સુગંધ પ્રભાવ, મહાશ્વેતા તથા પુંડરિકના પ્રેમનું પ્રથમ દિગ્દર્શન.

પ્ર. ૨ જો. પરણવાની ઉમ્મરે પહોંચેલી મહાશ્વેતાને માટે ગૌરીમાતાની ચિંતા, વિરહ વેદના ભોગવતા પુંડરિકની મહાશ્વેતાને મળવાની યુકિત પ્રયુકિત, ચતુર સખીની ચાતુરાઈ, કામવાસનાથી ઘેરાયેલા પુંડરિકને કપિંજલનો સદુપદેશ, પથ્થર ઉપર પાણી.

પ્ર. ૩ જો—પુંડરિકના મોહપાસમાં પડેલી મોહીની મહાશ્વેતાની પ્રેમ ઘેલછા, મિત્ર ધર્મ બજાવવા કપિંજલને મુખે પુંડરિકની દુઃખાવસ્થાનું વર્ણન શ્રવણ કરતી ગુપ્ત રીતે મનથી માનેલા પતિ સાથે રતિ કેલી કરવાના નિશ્ચયથી પ્રયાણ.

પ્ર. ૪ થો—કામની છેલી સીમાએ પહોચેલા પુંડરિકની દુર્દશા ચંદ્ર તથા પુંડરિકનો અરસપરસ શાપ-સંભ્રમ, મહાશ્વેતાને

લઇ કપિંજલના આવતાં પહેલાં પુંડરિકનું મરણ, કપિંજલનો વિલાપ. પતિના સુખની આશાએ આવેલી મહાશ્વેતાની નિરાશા, રંગમાં ભંગ, પતિ સાથે બળી મરવાની તૈયારી કરતાં આકાશવાણીદ્વારા શાંત્વન, પુંડરિકના શબનું આકાશગમન.

પ્ર. ૫ મો—અભિસારિકા મહાશ્વેતાની શોધાશોધ, પતિ પાછળ પ્રાણ ત્યાગ કરવાને તત્પર થયેલી મહાશ્વેતાને માતા પિતાનો બોધ, અખંડ શિયળવ્રત ધારણ કરી યોગિની રૂપે જીવન ગાળવાના નિશ્ચયથી મહાશ્વેતાનું તપ કરવા માટે ચાલી નીકળવું.

પ્ર. ૬ ઠો—ચિત્રરથ ગંધર્વની પુત્રી કાદમ્બરીનો વિહારવાટીકામાં સખીઓ સાથે વાર્તાવિનોદ, કુમારીકા તરીકે જીવન ગાળવાનું પસંદ કરનારી કાદમ્બરીને સંસારમાં પતિના લાભ સમજાવવાનો સખીનો પ્રયત્ન.

પ્ર. ૭ મો,—બીજાનું સુખ જોઇ મનમાં નિરંતર બળનાર અસુયા તથા ઇર્ષ્યાનંદ નામના બ્રાહ્મણ દંપતિના ઈર્ષ્યાળુ સ્વભાવનું દિગ્દર્શન, તેની પાડોશમાં રહેનારા ભોજનના ભોગી ભોજનાનંદ તથા ગોલાનું ગોરપદુ કરનાર નિર્ગુણાનંદનો નિરગુણવાદ.

પ્ર. ૮ મો—કાદમ્બરીના વીણાવાહક કેયુરકની મુર્ખ દાસી સાથે માથાફોડ, તરલીકદ્વારા મહાશ્વેતાના વૈધવ્ય સમાચાર સાંભળતાં પરિતાપ પામતી કાદમ્બરીનો કુમારીકા તરીકે જીવન ગાળવાનો દ્રઢ સંકલ્પ.

પ્ર. ૯ મો—પોતાના તપના પ્રભાવ વડે કરીને પુંડરિકના શબની પાછળ કપિંજલનું સ્વદેહે ચંદ્ર લોકમાં આગમન, દેવતાઇ આયુધોનું પ્રાગટય, વૈમાનિકના શ્રાપથી ઇંદ્રાયુધ નામના અશ્વરૂપે કપિંજલનું પૃથ્વીપર પડવું.

---

## અંક બીજો.

પ્ર. ૧ લો—ઉદર નિર્વાહાર્થે ઉજ્જયની તરફ જતો બ્રાહ્મણો તથા સંત સાધુઓનું મંડળ.

પ્ર. ૨ જો—શ્રાપના દોષથી તારાપીડ રાજાને ત્યાં થએલા ચંદ્રના અવતાર ચંદ્રાપીડને યુવરાજ્યાભિષેક, પત્રલેખા નામક રોહિણીનું ઇંદ્રાયુધ સાથે રાજસભામાં આગમન, ભિન્નભિન્ન સ્વરૂપે ત્રિપુટીનો સમાગમ.

પ્ર. ૩ જો—ચિત્રસેન ગંધર્વ તથા રાણી મદીરાનો કાદમ્બરી પરણાવવાનો દુરાગ્રહ, મહાશ્વેતા તરફથી સંદેશો લઇ આવેલી વેલી તરલીકાનો ઉપાલંભ

પ્ર. ૪ થો—સૈન્ય સાથે દિગ્વિજય કરવા નીકળેલા યુવરાજ ચંદ્રાપીડ તથા મંત્રી પુત્ર વૈશંપાયનનું અચ્છોદ સરોવર પાસે પુનઃ આગમન, અલૌકિક ગાનશ્રવણ

પ્ર. ૫ મો—શંકરનું આરાધન કરતી મહાશ્વેતાને જોઇ ચંદ્રાપીડનું આશ્ચર્યચકિત થવું, દુઃખી હૃદયને દીલાસો, સાધ્વીની તપસિદ્ધિ, રાજકુમારનું અતિથ્ય, નહી પરણવા પ્રતિજ્ઞાવાળી કાદમ્બરીને મનાવવા માટે મહાશ્વેતાની સાથે ચંદ્રાપીડનું ગંધર્વ નગર તરફ પ્રયાણ.

પ્ર. ૬ ઠો—ઇર્ષ્યાને લીધે આંડોશી પાડોશીનો વિનાશ કરવા માટે અસુયા તથા ઈર્ષ્યાનંદનું અનુષ્ટાન.

પ્ર. ૭ મો—યૌવનના મદમાં ઝુલતી કાદમ્બરી તરફ સખીઓનું અટ્ટહાસ્ય, મેના પોપટના ઝગડા, ચંદ્રાપીડનું દર્શન થતાં મનમાં પીડા પામતી કાદમ્બરીનું પ્રેમ પાસમાં સપડાવું. • તામ્બુલ સ્વીકાર.

પ્ર. ૮ મો—સૈન્યની છાવણીમાં ચંદ્રાપીડનું આગમન, પિતાનો પત્ર વાંચી સૈન્યની લગામ વૈશંપાયનને સોંપી યુવરાજનું તુરતા તુરત ઉજ્જયની તરફ ચાલી નીકળવું પૂર્વ સંસ્કારથી પાછળ રહેલા વૈશંપાયનનો ચિત્તભ્રમ.

પ્ર. ૯ મો—મહારાજ તારાપીડ તથા વૃદ્ધ મંત્રી શુકનાશનો ચંદ્રાપીડને પરણાવવાનો વિચાર, વૈશંપાયન વિના સૈન્યને એકલું આવેલું જોઈ ચંદ્રાપીડ ઉપર દોષારોપ, મિત્ર વૈશંપાયનને તેડવા માટે ચંદ્રાપીડનું હેમકુટ તરફ પ્રયાણ.

પ્ર. ૧૦. મો—સાધ્વી મહાસ્વેતાનું શિયળ ભંગ કરવાના પ્રયત્ન માટે વૈશંપાયનને શુક જાતીમાં પાડવાનો શ્રાપ, ચંડાપીડ તથા મહાસ્વેતાનો પુનઃમેળાપ, વૈશંપાયનને શ્રાપ થવાના સમાચાર સાંભળતાં ચદ્રાપીડાનું હૃદય ફાટી જવું, કાદમ્બરી તથા પત્રલેખાનું કલ્પાંત, અશ્વરૂપે રહેલ કપિંજલનું મુળ સ્વરૂપ પામી આકાશ માર્ગે ચાલ્યા જવું.

---

## અંક ૩ જો.

પ્ર. ૧ લો—જાબાલી મુનિના આશ્રમ પાસેથી રૂષિ કુમારોને શ્રાપના દોષથી શુકરૂપે પડેલા વૈશંપાયનની પ્રાપ્તિ.

પ્ર. ૨ જો—પોપટના બચ્ચાનું પૂર્વ વૃત્તાંત જાણવા માટે ત્રિકાળ-
જ્ઞાની મુની જાબાલી પ્રત્યે રૂષિ કુમારોનો પ્રશ્ન, દિવ્ય
ચિત્રદર્શન.

પ્ર. ૩ જો—વૈશંપાયનની શોધ માટે નીકળેલા ચંદ્રાપીડને માટે મ-
હારાજ તારાપીડ તથા રાણી વિલાસવતીની ચિંતા, રાજ-
કુમારના હૃદય ફાટી ગયાના સમાચાર સાંભળી આક્રંદ
કરતાં માતાપિતાનું મહાસ્વેતાના આશ્રમ તરફ પ્રયાણ.

પ્ર ૪ થો—પોતાના પાપ કર્મને લીધે અસદમતિ પામેલા ઈર્ષ્યાનં-
દનું પ્રેત રૂપે અસુયાની પાછળ પડવું, યોગીનીઓનો
સમાગમ, અસુયાનો પ્રશ્ચાતાપ, વિધવા ધર્મ માર્ગ દર્શન.

પ્ર. ૫ મો—શુકજાતીમાં પડેલા વૈશંપાયનના ઉદ્ધાર માટે કપિંજ-
લનો સ્તુત્સય પ્રયત્ન, પુત્રના પાપ કર્મથી ચાંડાલ કન્યારૂપે
અવતરેલી લક્ષ્મીને પૂર્વજન્મનું જ્ઞાન આપી શુદ્રક રૂપે
અવતરેલા ચંદ્રાપીડના સભાસ્થાન પ્રત્યે જવાની સૂચના

પ્ર. ૬ ઠો—શુદ્રકના સભાસ્થાનમાં ચાંડાલ કન્યા રૂપે લક્ષ્મીનું પોપટ
જાતીમાં રહેલ વૈશંપાયન સાથે આગમન, શ્રી મુખે પોપ-
ટનું પૂર્વ વૃત્તાંત શ્રવણ કરતાં શુદ્રકનું મુળ સ્વરૂપને પામી
ચંદ્રલોકમાં જવું, વૈશંપાયનના શ્રાપનો અંત.

પ્ર. ૭ મો—ચંદ્રાપીડના સ્થુળ દેહની સેવા રક્ષા કરતી કાદમ્બરીને
તથા પુંડરિકના દર્શનની આશામાં દિવસ નિર્ગમન કરતી
સાધ્વીમહાશ્વેતાને પતિનો મેળાપ, સતીઓના સતીત્વ
પ્રભાવથી સત્ય પ્રેમનો વિજય આનંદોત્સવ, દેવતાઓના
આશીર્વચન સાથે નાટકની પૂર્ણાહુતી.

શાંતિઃ શાન્તિઃ શાન્તિઃ



श्री गणेशायनमः

# महाश्वेता—कादम्बरी नाटकनां गायनो.

---

મંગળાચરણ.

સુત્રધાર— 1

શ્રી ગુણુ ગુણુપતિ શુભ મતિ દાતા— શ્રી
હરો કુમતિ હરીહર સુખશાતા
શુભ મતિ દાતા— શ્રી
લંબોદરને લાગુ પાય,
ગિરિજાસુત ગુણુ નિધિ ગણુરાય,
સ્મરતા સંકટ દૂર પળાય,
કરો સફળ કૃતિ શુભ મતિ દાતા. શ્રી

બાળાઓ—વંદુ સરસ્વની ભગવતી ભુવનેશ્વરી સર્વેશ્વરી (૨)
ભારતી કરી આરતી પ્રેમે પુજું પરમેશ્વરી, શ્રી

નટી— }
બાળાઓ— } ૨

હાંરે પ્રેમ સાચો પ્રભુ તણું ધામ છે
હાંરે સાચા પ્રેમીના બેલી શ્રી રામ છે
બેલી શ્રી રામ છે..........હાંરે—
કાચા જે પ્રેમના પ્રવાહમાં તણાય છે
નાવ તેનું ભાંગી ભચકાઇ ભુકો થાય છે
વાલમ વનિતાના વિશ્રામ છે
વનિતા વિશ્રામ છે..........હાંરે—
અંતર બંનેના અંતરમાં સમાય છે

જેમ શુદ્ધ સાકર પય માંહી મળી જાય છે
તે દંપતિનાં અમર નામ છે.....હાંરે—

મહાશ્વેતા— ૩

આવે ક્યાંથી મધુરી મધુરી સુવાસ (૨)
પુષ્પ અપરિચિત પામ્યું કો વિકાસ,
સમિર સ્વર્ગ તણો નીકળી પ્રવાસે
રહયો પ્રસરાવી સુગંધી ચોપાસે
પામ્યું તન મન મારૂં અતિસે ઉલ્લાસ

તરલિકા તથા સખીઓ ૪

ઓ સાહેલીરે (૨) સમજી કરીએ પ્રીત
નથી સહેલીરે (૨) અટપટી પ્રીતની રીત
બોલો અનેક સુણી બીજાના
બોલી તોળી બોલીએ
સામાનું દીલ જોયા વિના
નવ આપણું દીલ ખોલીએ
અંતર સામાનું ભાળી
ભરીએ ડગલું સંભારી
એક હાથે પડે કેમ તાળીરે

મહાશ્વેતા —તથા સખીઓ— ૫

મંજરીએ મનડું મોહ્યુંરે
મન ગમતા મહારાજ મારા મનગમતા મહારાજ
એ શું દીલડું અમ પ્રોયુ રે....મનગમતા—

પુંડરિક—"શું આ પુષ્પ તમને બહુ ગમે છે ?

મહાશ્વેતા—મનને તો ગમતું ઘણું મુખથી કેમ મગાય
વીણુ પ્રીછયે વીણુ પારખ્યે ઘટે માન મુનિરાય
પુંડરિક—માગ્યે માન ઘટે નહીં જવું જયાં દાતાર
સુખે સ્વીકારો પુષ્પ આ ધરો કર્ણ મોઝાર
સખીઓ--અત્તિ ઉદાર દીલ તમ જોયું રે......મનગમના—

મહાશ્વેતા— તથા સખીઓ — ૬

અમે જઇશું, અમે જઈશું, હવે અમે જઇશું રાજ
રસભીના તમે આવજો........અમે—
આવી મંજરીઓ નિત્ય લાવજો
પ્રેમે પરિમલ પ્રસરાવજો......અમે જઇશું
મુનિવર અમશું પ્રસંગ પાડી દર્શન દેજો દાડી દાડી
અમ સરખું કંઈ કામ કાજ જરૂર તમે કહાવજો તમે
આવજો—અમે—

પુંડરિક— ૭

મળશે હવે કયાં મનહરણી (૨)
ચતુરા એ ચંપકવરણી........મળશે—
મારી કટાક્ષ ભેદ્યુ ઉર મારૂં
કયારે થશે મુખ દર્શન તારૂં
રામા રસીલી રસિક રમણી.....મળશે—

મહાશ્વેતા— ૮

પ્રેમ બીજ રોપ્યું હૃદયે
જીવન આધાર મારા
પ્યારા પત્ર તારો ભાળી
ફુટયાં નવ પલ્લવ ડાળી
ખીલી પુષ્પે તો હદવાળી (૨) જીવન આધાર મારા—

મદન પવને પુંઠે
મીઠાં પ્રેમ પુષ્પો ચુંટે
મ્હારી ફુલવાડી લુંટે (૨) જીવન આધાર મારા—

તરલીકા— ૯
અરે સખી ધીમે ધીમે ડગ ભર
ઉતાવળ આવડી આ શી (૨)

મહાશ્વેતા—પ્રિય મુજ દર્શન પ્યાસી

તરલીકા—અરે સખી...............

મહાશ્વેતા—અંતર મારૂં મારે છે ઉછાળા (૨)
ન હોય ઉછાળા યૌવન કેરા ચાળા (૨)
મંજરીવાળા લાલ લાજાળા
પ્રીતમ તારા નહીં જાય નાસી......અરે

મહાશ્વેતા— ૧૦
બોલો બોલોને અંતરના બેલી નાથ વિનવું કરજોડી
પિયુ જાશો કયાં અમને છોડી
પ્રીતિ જન્મો જન્મ તણી તોડી......બોલો—

સાખી.

હાથે આવી હંસલો, ઉડી ગયો આકાશ;
જઇ બેઠો દુર દેશમાં, હવે મળવાની શી આશ.

મરજાદ મેં કુલની છોડી (૨) તમ સંગે મેં પ્રીતડી જોડી
ઉઠો ઉઠો ને અંતરની કરીએ વાત;
રાત રહી થોડી બોલો બોલો.

આકાશવાણી—
સાહસ નવકર શાણી
આત્મઘાતનું પાતક શારતાણી

પુનઃ સમાગમ થાશે
શોક તજી દે વીધી વાકય જાણી.

મહાશ્વેતા— ૧૧

વિષય તજી ભજીશ વિષધારી
કરીશ જઇ પ્રસન્ન ત્રિપુરારી
જુઠી-આ જગત તણી જંજાળ
દીસતું સર્વ આળ પંપાળ
ત્યાગી સૌ ભોગ કષ્ટકારી (૨) કરીશ—
સ્વાર્થી આ સંસારમાં દીઠો નહીં કાંઇ સાર
પુણ્ય પુર્વ સંચય વીના નવ તરાય ભવપાર
શીયળવૃત અખંડ તપધારી (૨) કરીશ—

કાદમ્બરી— }
તથા સખીઓ } ૧૨

અજબ બહાર શી બની (૨)
મ્હેની વીશાળ વીશ્વવાટીકા તણી
રચી રચના અદભુત મુખે જાય ના ભણી-અજબ
મચરંગી ફુલડાં ઘણાં ખીલી રહ્યાં ચોપાસ,
કંઇક નવલ રંગે ભર્યાં કંઇક ભર્યાં સુવાસ
રૂપ કંઇકનું નીહાળી જાય નયણાં ઠરી
ગુણ કંઇકના લોભાવી લે છે હઇડાં હરી
ગુણવંતી ગુણ સુગંધીને વળી જો જા રૂપરંગ
પરખ્યા વીણ નવ પાડીએ પુષ્પની સંગ પ્રસંગ

સખીઓ— ૧૩

પતી વીના પ્રેમદાના મનના પુરાય કયાંથી કોડ.
કહે સખી પુરાય કયાંથી કોડ

સરજનહારે સરજી જગમાં નરનારીની જોડ (૨)
પશુ પક્ષી વન વૃક્ષ નીહાળો
સૃષ્ટીમાંહી સઘળે જઈ ભાળો
નાના મોટા જીવ જંતુમાં પણ એવી નથી ખોડ
રાખી પણ એવી ખોડ—સરજનહારે
પતી ભજયે પાતક સહુ ટળતાં
અખંડ સુખડાં સ્હેજે મળતાં
પતી વીના સાહેલી ભવમાં હરાય જીતી હોડ—સરજનહારે

નીર્ગુણાનંદ
ભોજનાનંદ } ૧૪
ઇર્ષ્યાનંદ

અમે ગોલાના ગોર ભાઇ ગોલાના ગોર
તોએ પોશો ભરાવી પડાવીએ મહોર
પોશો ભરાવી પડાવીએ મહોર ભાઇ
પાણી મુકાવી પડાવીએ મહોર
દીકરાનું દીધું દાદાને પહોંચાડીએ
લોક એવા શ્લોક અમે નવા નવા કાઢીએ
ઇર્ષ્યાનંદ—છો તમે વેદીયા ઢોર (૨)

ચંદ્રનીકળાઓ ૧૫
તાના દીમ તદીમ તદીમ તનનન
દીમ તદીમ તનોમ
તાના દીમ તનોમ
તદીમ તનોમ તદીમ તનોમ તનોમ...તાનાદીમ-
દદ દદ દીમ તદીમ તનોમ
દર દર દીમ તદીમ તનોમ.......તાનાદીમ—

## અંક ૨ જો.

સંતો— ૧૬

રામ ભજન રોકડ નાણું રે વેપારી સંતો
રામ ભજન રોકડ નાણું.
લક્ષ ચોરાશી કેરા ફેરામાં ફરીઓ તોએ
નહીં તારૂં ઠામ કે ઠેકાણું...વેપારી સંતો રામ
બીજાની વાતો માંહી ડાહયો બહુ થાતો પણ
તારૂં પોતાનું તું ન જાણું રે વેપારી સંતો રામ
કાળની ડાઢો વચ્ચે વિશ્વ ચવાતું રે
સૌકો છે કાળનું ચવાણું રે...વેપારી સંતો રાણુ

કંચનીઓ—
તથા દરબારીઓ— } ૧૭

જય થાઓ મહારાજાધિરાજ
અવિચળ રહો યુવરાજ
જાણો પ્રજાતણી ઉર દાઝ
કરો પ્રજાતણાં હિતકાજ જય.
થાઓ અખુટ સમૃદ્ધિના સ્વામિ
રિદ્ધી સિદ્ધી પ્રણમે શીર નામી
ધન્ય ધન્ય દિન આજ જય.

પત્રલેખા— ૧૮

માલીકનાં બાળક સૌ માલીક સૌના શ્રી જગનાથ (૨)
કર્ત્તા હર્ત્તા સૃષ્ટીના સૌ બાજી એને હાથ
રૂલાનું બંધે આવી મળતું ખાધ્યું નવ કોઇનાથી મળતું

જગત માત્ર તેને આધીન છે અનાથના જે નાથ
નહિ પીંડ આ પોતા તણો પોતાનું કાઇ ન જાણવું
સૌએ શુભા શુભ કર્મને પોતાતણું જ પ્રમાણવું.

કાદમ્બરી— ૧૯

સખી જઇ સંદેશો કહેજે
મમ સખીને ધીરજ દેજેરે સખી.
અસ્ત થતાં દિનકરનો નલિની ઉદાસ મન થાય
અલ્પ પરિચયે ચક્રવાકી પણ પતિ સુખને નવ ચ્હાય
તજ્યું સખીએ દર્શન પરનરનું
હુ કયમ નામ લઉં નરવરનું—જઈ
સમજ્યા વિણુ સુખની આશામાં પામર જીવ તણાય
વિષય ભોગ આ લોક તણા સૌ અંતે નિરસ જણાય
હસી પ્રથમ પરીણામે રોવું
એ વિષયે કયમ ચિત્ત પરોવું—જઈ

ચંદ્રાપીડ— ૨૦

અત્યુત્તમ પદ મિત્રતાણું આ સંસારે સમજાય
આ અવનીમાં અન્ય ઘણા જે સુખના સાથી થાય
માતા પિતા ભ્રાતા થકી વળી ગુપ્ત પ્રિયજન સ્વજનથી
જે ગુપ્તમાં પણુ ગુપ્ત તે પણ ગુપ્ત મિત્ર થકી નથી
મિત્ર રત્નથી આ ભવરણની સફર સફર થઇ જાય
સમૃદ્ધિ ચૌદ ભુવન તણી પુરૂષાર્થે મળવી સ્હેલ છે
સદ્ભાગ્ય વિણુ સન્મિત્રની પ્રાપ્તિ મહા મુશ્કેલ છે
શબ્દ લઘુ પણ અર્થ અધિક બે અક્ષર માંહી સમાય

મહાશ્વેતા— ૨૧

શ્રી ત્રીપુરારી સ્મરૂં સ્મરારિ

વિજય કીધો મહામદન મારી—શ્રી
ભભુત અંગ ભુજંગ ધારી
જટા મધ્ય સોહે ગંગ સારી
અસુર મારી ભક્ત તારી,
દેવ તણા દુઃખ નાંખ્યા વિદારી
ભોળા શંભુ તમ ચરણ પાસ
ભક્તિ કરૂં ઉર આણી ઉલ્લાસ
પૂર્ણ કરો પતિ દર્શન આશ
શુદ્ધ ભાવે કરૂં સ્તુતિ તમારી— શ્રી

મહાશ્વેતા ૨૨
રૂપે શું મન રાચોરે કાયાનો રંગ કાચોરે ભગવાન ભજો (૨)
હાડ માંસ ને રૂધીર ભરેલું મઢયું ચામડે અંગ (૨)
ગંદા દેહનો ગર્વ નકામો કાયાનો રંગ પતંગ
ભરૂંસો નહીં સાચોરે કાયાનો રંગ કાચોરે ભગવાન

મહાશ્વેતા— ૨૩
શું કહું કથની મારી રાજ શું કહું કથની મારી
હું તો દૈવના ત્રાસે હારી રાજ—શું કહું.
પરખી પારિજાતક મેં અર્પણ કીધું મન મારૂં
પતિ તજી પરલોક સીધાવ્યા કરી જીવતર મમ ખારૂં—રાજ
ચંદન કાષ્ટની ચિતા રચાવી પતિ સહગમનની આશે
શુન્ય દેહ મમ સ્વામીતણો પણ ઉડી ગયો આકાશે—રાજ
અરપ્યું મેં સર્વસ્વ સ્વામીને પ્રેમની કફની ધારી
તજી જગત જંજાલ સર્વ હું પ્રીતે ભજું ત્રીપુરારી—રાજ

ચંદ્રાપીડ— ૨૪
ચાહું તમ સાથ સદા

સતિ ભગવતિ તમ ચરણુની સેવા
છોડું નવ સંગ કદા
દીલ મહીં લ્હાવ અનુપમ સુખકર લાગે
શાન્તિ સુધારસ રેલુ સદા — દીલ
હૃદયે ડગ અડગ ભરવું ન ગમતું
પરમ પવિત્ર પ્રવિણુ પ્રમદા — દીલ

સર્વ— ૨૫
અદેખાને દેખી આઘા ખસીએરે
સદા દુર્જનથી દુર વસીએરે
પોતે બળીને પાપી સામાને બાળતા
સારૂં નઠારૂં કાંઈ નજરે ન ભાળતા
પોતાને હાથે પોતાનું બગાડતા
નર્કે પડીને નીચ સામાને પાડતા
એવા કુસંગે નવ ફસીએરે— સદા

સખીઓ— ૨૬
મોંઘુ જોબનીયું એળે જાયરે
સાહેલી તારૂં મોઘું જોબનીયું એળે જાય
રૂડા વસંતના વાયરા વાયરે.........સાહેલી

કાદમ્બરી—વિધ વિધ ખેલો ખેલતાં ગયું મુજ બચપણુ જેમ
માતા પીતાના લાડમાં જાશે યોવન તમ

સખીઓ—'બેન હવે માતા પીતાના લાડ ન શોભે'

કાદમ્બરી—"ત્યારે?"

સખીઓ—"હવે તો પતિના લાડ શોભે"
જોને અનંગ તારી પુંઠળ પુંઠળ ધાયરે

તમાલીક— ૨૭

અલી જોજે મનાતી ભોલી મેના
ભોળવશે તુજને પોપટજી મુખે મીઠું બોલી
અલી જોજે દેતી તું અંત ખોળારે......ભોળવશે

સખીઓ—પ્રેમે પોપટ દાઝ દીલની દીલમાંહી સમાવશે
ઋતુ વસંતે માનનીને મદનરાજ મનાવશે
રસરાજની રસરેલ જ્યાં રગ રગ મહી વ્યાપી જશે
જખ મારી મેના મનાશે પણ ખોઇ પાયે લાગશે

કાદમ્બરી— ૨૮

થઇ પ્રેમ વશ પાતળીયા (૨)
મારા મનના માલીક મળીઆરે......થઇ
પ્રીતે કરો મુખવાસ સજનવારાજ હૃદયના વાસી

ચંદ્રાપીડ—પ્રેમદા પ્રીત જ્યોત પ્રકાશી (૨)

કાદમ્બરી—મારા મનના મનોરથ ફળીઆરે..... ...થઇ

ચંદ્રાપીડ—ભાગ્યવંત કર્યો ભગવતિ મુજને
જીવન સફળ થયું મારૂં

મહાશ્વેતા—કરો શ્રી હરિ શુભ તમારૂં

કાદમ્બરી—મારા મનના માલીક મળીઆરે.........થઈ

પત્રલેખા— ૨૯

કયાંઇ સ્વાર્થ વિના નવ પ્રીતિ દીઠી આ જગમાં
ધુતારા જગમાં ઠગારા જગમાં
લાગે સ્વાર્થ સુધી પ્રીતી મીઠી મીઠી આ જગમાં
દીઠુ સહુ નીજ સ્વાર્થને રોતું
રોતાના આંસુંડાં કોઈ ન લ્હોતું—સ્વાર્થ વિના
કહેણી મીસરી ખાંડ છે કહેણી તાતા લોક
કહેણી તેવી રહેણી છે એવા વિરલા કોક

ઔષધિ માટે ફરે શેરી શેરી
દર્દ મટયું કે લાગે વૈદ્ય વેરી—સ્વાર્થ વિના

મદલેખા તથા તમાલિકા— ૩૦

અમ સખી તણા સ્નેહને સંભારજો રાજ
બોલ્યું વચન પ્રીતે પાળજો
આજ્ઞા પિતાની પાળી વ્હેલા પધારજો
દર્શ લાભ દઇ અમ નયનોને ઠારજો
તન મનના તાપ તમે ટાળજો રાજ—બોલ્યું

ચંદ્રાપીડ— ૩૧

હાં જઈ મળું આજે મિત્રને
પ્રાણ પ્યારા.............હાં જઈ
સુન્ય હૃદય આ મિત્ર વિનાનું
જેવું પુષ્પ સુવાસ વિનાનું
તુજ વિરહે હતભાગ્ય હુ માનું
ભેટીશ ભગવતિ સુદરીને
મનોહારી મધુરીને મળાશે
મન માન્યો મદનોત્સવ થાસે
એક પંથ બે કાજ સધાવે
ભેટીશ ભગવતી સુંદરીને—હાં જઇ

તરલિકા ૩૨

જારે જારે જા નાદાન ઓ હેવાન ભુલી ભાન
બ્હેકી મુખે શુ બકે છે આવું
જાશે તારો જાન........જારે

મહાશ્વેતા—અરે દુષ્ટ દુરાચારી થાશે માઠી વલે તારી
ફટફટ અવિચારી કર બંધ તું લવારી

મૈશંપાયન—માનો રસીલી માનો રંગીલી
માનો છબીલી ન થા હઠીલી ન થા હકીલી
પ્યાર મારી દીલજાન
તરુલિકા—......જારે જારે જા

## અંક ૩ જો

ઋષિકુમારો— ૩૩
મન મુરખ મમતા મેલી, ભજ અંત સમયના બેલી,
રહ્યો પ્રપંચ દાવે ખેલી, પણ હારીશ બાજી જીતેલી-મન
આવ્યો ત્યારે લાવ્યો શું
સાથમાં શું લઇ જશે (૨
ઠાલી હાથે આવીઓ ઠાલો જઇ પાછો જશે
જેની સંગે રહ્યો રંગરેલી, તે મુકશે તેને હડસેલી.
નહી રહે નાણાની થેલી, ઘરબાર હાટ હવેલી—મન
સુરંવે ૩૪
જગમાંહી જેણે મન જીત્યુ તેણે
જીત્યુ સર્વ ગણાય.. આ જગ
સ્વર્ગ તણાં પણ અલભ્ય સુખડાં
તેને તુચ્છ જણાય .....આ જગ
વિષય માંહી મદમત્ત બની માતંગ જુઓ સપડાય
મધુર નાદના નાદ થકી મૃગ પારધી હાથે હણાય—આ
રૂપ પ્રકાશ દીપકનો દેખી પતંગ બાળે કાય
રહે જળમાં પણ રસના સ્વાદે મીન તણો જીવ જાય-આ
કઠણ કાષ્ટ છેદી નીસરે પણ કાળી નહીં છેદાય
પરાગ આધે મસ્ત બની અલી કુલકલી મહીં ગુંગળાય-આ

તરંગિકા— ૩૫

હીરો હાથે ગુમાવ્યો ગુમાનમાં
મટી મનુષ્ય મનાયો હેવાનમાં
ખોયું જીવન ઈર્ષ્યા ને અભીમાનમાં
પ્રોયુ ચીત્ત ના પ્રભુનાં ગુણગાનમાં
દીધી દમડી ન એક પુણ્યદાનમાં
કર્યું કાંઇ ના તેં દેહના કલ્યાણમાં
પડી મુવો દુષ્ટ વાસનાની ખાણમાં
જેમ છાણનો કીડો મરે છે છાણમાં

યોગીનીઓ— ૩૬

હમારી લાજ તમારે હાથ ઓ નાથ નીભાવજોરે...હમારી
સદગુણ જ્ઞાન સુબુદ્ધિ આપો
સત્ ચત્ આનંદ ઉદમાં સ્થાપો
અગમ નીગમનો માર્ગ સુગમ બતલાવજોરે...હમારી
ભક્તિ થકી ભવબંધન તુટે ડગલે આયુષ્ય ખુટે
શ્રીધર અમ તન મનના તાપ સમાવજોરે...હમારી લાજ

લક્ષ્મી— ૩૭

રામ ભજ તું પ્રાણીયા
તારા ભવની ભાવટ ભાગશે (૨)
તારા દેહનુ સાર્થક થશે –રામ
“ બોલો રામ સીતારામ ”
પંખીડા તું જો વિચારી
કર્મ તારાં લે સંભારી
વાસના નઠારી તુને રૈરવ નર્ક નાંખશે–રામ
મૂઢ તેં મતિ વિસારી

મતિ તેવી ગતિ તારી
ઉડજે સંભાળી તારી કંચનની કાયા થશે—રામ

કપિંજલ— ૩૮

કોઈ મન ઘેલા કોઇ ધન ઘેલા
કોઇ મસ્ત બનેલા અભિમાને
કોઇ ધ.ન ભૂખ્યા કોઈ માન ભૂખ્યા
કોઇ મૂર્ખ રહ્યા કાચા કને
કોઇ યશનાં કામ કરે હાથે (૨)
કોઇ અપયશ ઠામ વહે માથે (૨)
કોઇ સુખદુઃખ બે સરખાં માને
કોઇ ચઢયા સમયને તોફાને કોઇ

કંચનીઓ— ૩૯

ગરેગમપમગરેગસારેનીસાનીસા—(૨)
ગરેગમપરેરે
પપપમપનીધપમધપમગરે પપસા ગ—પ—મ
સારે.ીસાનીસા—ગરે
સાપનપપ ધપ મપ
સાપમપપ ધપ મપમધસાનીધપમગરે
પપપસા (૨) ગ—પ—મ
સારેનાસાનીસા—ગરે

શાર્ગંજ— ૪૦

દિવ્ય લોકથી ભ્રષ્ટ થઇને
મૃત્યુ લોકમાં જઈ ચઢયો
કામવાસનાનું ફળ પામી
શુક જાતિમાં હું પડીઓ

લક્ષ્મી— ૪૧

કંઇ પૂર્વના સંયોગથી, આવી સઉ ભેગું મળે
ઋણાનું બંધ પૂરો થયે સૌ સૌ તણા પંથે પળે

મમ પુત્ર કેરા પાપથી, ચંડાલ પેરે અવતરી
જાઉં હવે મુની પાસ હું રૂપ પુર્વનું મ્હારૂ ધરી કંઈ

કાદમ્બરી— ૪૨

પીંજરૂં પડયું શુનું મારૂં (૨)
પ્યારા પંખિડા વિના....પખીડા વિના...પીંજરૂં
સુંદર શરીર જણાય કાન્તનું પ્રથમ હતું જેવું (૨)
વિકાસિત કમલ સમાન નાથનું મુખારવિંદ તેવું
પ્યારા પખીડા વિના—
સહજ ઢળેલાં નેત્ર લલાટની કાન્તિ પણ એવી
ગુંછળાંવાળાં કેશ આકૃતિ પ્રથમ હતી તેવી
પ્યારા પંખીડા વિના—

કાદમ્બરી ૪૩

જાગો જાગો જીવન પ્રાણ
નિદ્રા ત્યાગો ચતુર સુજાણ— (૨)
ભરદરીયામાં ડુબકાં ખાતું
આવી પહોંચ્યુ તીરે વહાણ
દુઃખનાં વાદળ વિખરાયા વહાલા (૨)
ભાગ્યનો ઉગ્યો ભણ
આજે મારે ભાગ્યનો ઉગ્યો ભાણ ; જાગો.

સવ ૪૪

શુદ્ધ પ્રેમતણો થયો વિજય વિજય
પ્રીતે પામ્યાં શ્રેષ્ઠ પદ અભય અભય
સત્કર્મો થકી કીર્તી વધારે
તાત શ્વસુરના કુળને તારે
જગમાં ઉચરાય જય જય જય
તેનો જગમાં ઉચરાય જય જય જય

ૐ શાંન્તિ ।। ૐ શાંન્તિ ।।

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોનાં ગાયનોની ચોપડીઃ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કિંમતે રોકડે મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કિંમત. |
|---|---|
| બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ | ૦—૨—૦ |
| શ્રી ભક્તિવિજય | ૦—૨—૦ |
| સુરેખા હરણ | ૦—૨—૦ |
| નાગર ભક્ત | ૦—૨—૦ |
| નીલમ માણેક | ૦—૨—૦ |
| મનહર—મેના | ૦—૨—૦ |
| યોગકન્યા | ૦—૨—૦ |
| મહાશ્વેતા—કાદમ્બરી | ૦—૨—૦ |
| રજની—ચંદ્ર | ૦—૨—૦ |
| જોહરે શમશીર | ૦—૨—૦ |
| શ્રી જયમતી | ૦—૨—૦ |
| માતૃપીતૃ ભક્ત પુંડરીક | ૦—૨—૦ |
| ઉર્વશી—પુરૂરવા | ૦—૨—૦ |
| હોથલ પદમણી | ૦—૨—૦ |
| જેસલતોરલ | ૦—૨—૦ |
| બીરબલ બાદશાહ | ૦—૨—૦ |
| ચંદ્ર પ્રભા | ૦—૨—૦ |
| પ્રવીણસાગર | ૦—૨—૦ |
| કનક—કેશરી | ૦—૨—૦ |
| પીપાભગત | ૦—૨—૦ |
| રાજલીલા | ૦—૨—૦ |